લે તુ અમરફળ તું સુખેથી. ક૨૦
અમર રહીશ તું આ ફળ ખાધે,
હર દુખ હર ભજી રોજ જીભેથી. ક૨૦

સોમદત્ત—( મનમા ) ( અવર મદન અલબેલા )
અમર થઇ શું કરવું આ ફળ ખાઇ અમર.
ભોગવી ખુબ મારો દુખ દોહાગ,
જીવ્યાથી તો ભલું મરવું. આ ફળ૦
સુખ સંપતી વૈભવવર હોય તો,
સફળ આ ફળ ખાઇ કરવું. આ ફળ૦
માટે જઇ ભર્તુહરી ભુપ આગળ,
ફળ નજરાણામાં ધરવું. આ ફળ૦
પ્રાપ્ત થશે ધન યશ સુખ તેથી,
એજ મતે અનુસરવું. આ. ફળ૦

પીંગળા— ગીતી.
સુણ દાસી તુ મ્હારી, કર તૈયારી પુજન કરવાની;
શિવસુતને આરાધી, ટાળુ ઉપાધી ઝટ મુજ મનડાની.

પીંગળા— ગીતી,
કેમ મનનો માન્યો નાથ હજુ નાવ્યો;
શું કોઇ કામણગારી રામાએ ભરમાવ્યો:
કરૂ શું રે સખી તેવિણ દુખી જીવન આ સુખી હું થવાની.
ઝટ જા તુ તેડી લાવ લાલ પ્યારી.

દાસી— ( શું કામ તણી બલિહારી. )
ખાઇ લગની શું એથી લાગી,
છે એ અધમજ મુરખ અભાગી.

છે ગમાર ખાસદાર જાણે શું એ પ્યાર સાર ખાઇ.

સાખી

અડયા થકી અભડાઇએ સોબતથી સત જાય,
ધર્મ નીતિ કુળ રીતિ ને પુન્ય નિકંદન થાય. ખાઇ.
માળવપતિ માંહી માનીશો વિધા ગુણ ભંડાર,
તે તુમ આધિન છે સદા છતાં ચાહો વ્યભિચાર. ખાઇ.

પીંગળા— ( શ્રી જગપતિ )

ચુપ બોલ નહી નાદાન છોકરી,
તાબેદાર થઇ શું મ્હારી સામે ઉચરી: ચુપ૦
જેના સાથે મનડું માન્યું તેજ ખરો દીલદાર;
હોય ભુપ પણ મન નવ માન્યું તો કરવો તુચ્છકાર. ચુપ૦
છે ગમાર પણ યાર ખરો છે કામ શાંત કરનાર,
કાળજડાની કોર ગણું કે હૈયા કેરો હાર. ચુપ૦

સોમદત્ત— ( પ્રિય પ્રેમ ઝરણ ભરણ )

જય થાઓ સદા આપનો સમસ્ત કામમાં,
સુકીર્તિ તેજ વીસ્તરો હિંમત ઠામમાં. જય૦
પ્રતાપ પેઢનો અખંડ અવનીમાં રહો,
ત્રપ તાપ પાપ શત્રુ રોગ વહ્નિમાં દહો. જય૦
જીભ્યાએ સરસ્વતિ વસે. શ્રી કોષમાં સદા;
દીજે ધેર્યું ધર્મ સત કેરી ટાળો આપદા. જય૦
રોગી અમરરજ પ્રભુ આજે અમર થઇ સદા,
પરમ ધર્મ નેક ટેક ફરજ કરો અદા. જય૦

[illegible]— ( મુજ દેહ કૃતાર્થ )

મુજ જન્મ કૃતાર્થ આ થયો,

દેવીનો પ્રસાદ ભુમી દેવના હસ્તથી પામ્યો,
જરા રોગ હવે દુર ગયો,
આભારી છું આપનો હું બહુ શું મુખેથી કહું.
હુકમ આધિન શું હું કહો તે પ્રમાણે હોઉં,
ગામ ધામ ધન જાગીર કે અન્ય વસ્તુ જોઇએ તે
ફરમાવો ઝટ બડભાગી થવો. સુજ૦

ભરથરી— આર્યા.

પ્રાણ પ્રિયા વીણ ફળ આ ખાઈ અમર થઇ શું જગમાં,
થાય અમર જો પ્યારી તો મમ જીવીત ધન્ય ખરે જગમાં.

પીંગળા— આતે શું સ્વપ્ન કે

પ્યારા પ્રાણ આધાર છો યાર મારા.
હઇઆ કેરા હાર છો, યાર મારા.
સાચા દીલદાર છો, યાર મારા.
તુમ વિણ તુચ્છ ગણુ જગ વાલા,
મમ યૌવનના શણગાર છો, યાર મારા.

સાખી— બાણલાખ માળવપતિ રહે સદા આધિન,
તદાપી તજી તેને ખરે થઇ તુમ આધીન
પ્રીતીની રીતી અજબ છે સ્વામી,
પૂર્વ પુન્યથી તમને હું પામી,
ભોગી અમર ભરથાર છો, યાર મારા.

અ'વ૦— (લાવણી.)

તું આશક મેં માશુક જાની શૈદા હુવા મુજપર પ્યારી,
ચેન પડે નહી મુજકું અબતો લગન લગી હૈ મતવારી;
મોજ મજાહ ઉડાવા અમેન અમન મશગુલ હોકે,

ગયા વખત ફીર હાથ ન આવે કહુ સચ્ચ ન વડા ચાખે.
શરાબકી પ્યાલી ભર વ્હાલી પીઓ પીલાવ મેરી જાન,
જુદાઇ જાનો ન જાની અબતો મેં તેરે પર હું કુરબાન.

**પીંગળા—** ( થયા છોરે પતી તેજ પ્યારી તનના. )

પ્યારા છોરે તમે પ્રાણથી પ્યારા, મારા નાથ રસીલા છેલા,
તન મન ધન અર્પણ કરી તમને, બની દાસી પ્યારી હા
હુમ સંગે, ઉમંગે, રહુ રંગે અંગો અંગ ભેટી પડી
કરૂ પ્રીય સફળ મમ જીવન અલબેલા. પ્યારા૦
સુખ વૈભવ આ રાજ્યપાટ સહુ, તમ વિણુ દુખ નિદાન;
મન માંડે, દુઃખ થાયે, ન સોહે, જીવ જાએ;
પણ પરવશ જરી છું મમ પ્રિય અરે પ્રેમ ઘેલા. પ્યારા૦

**ભરથરી—** ( પ્યારા મન મળવાને વ્યાકુળ થાયે. )

વ્હાલા તમ વિણુ મમ મન અકળાય,
પ્રેમ બાણુ મારી કીધો, કારીઘા અસત્ય ભારી દુઃખ ન ખમાય,
જીવ ગભરાય જાય, મહારાજ કરો સહાય;
અમનાથ ગ્રહી હાથ, રહી સાથ, બીડી બાથ. પ્રીય પ્રીતમ.

**ભરથરી—** ( બરસાદે રામ પાની. )

હો રંગ રસની ભીની પ્યારી તું વાત શ્રવણ કર મ્હારીરે. રંગ૦
તજ સુરત કેતકી પર ઘેલો ભ્રમર હું છું પ્રીયકારીરે. રંગ૦
કાયાથી છાયા જુદી શું પડશે જોજો રસીલી વિચારીરે. રંગ૦
મનતો ચાહે છે અહી અહર્નીશ વસવા, માનુની મોહનગારી. રંગ૦
પણ શું કરૂં હું રાજ્ય પાસામાં ફસાયો છું કુમારીરે.
અન્ય જુદાઇ ન જાણો ચતુરા સત્ય કહું છું પ્રાણ પ્યારીરે,

પીંગળા— ( નિર્બળ શત્રું સબળ રાજ્યપર. )

અરે અલૌકિક ફળ આ આજે, ક્યાં મળ્યું મારા સ્વામી.
જોતાં દીલ થાય શાંત રંગીલા પૂર્વ પુન્ય વડે;
સાચે સાચું કહો પ્યારા મારા આજે મનેરે,
દેવ કે મનુષ્ય થયું અપ્રાસન કરેથી શું શું મનેરે.

ભરથરી— ( ડરમાં તું દીલ સાથ, )

પ્રેમની ક્યારી, પ્રાણુથી પ્યારી; પ્રાસન કર તું એ વર ફળ પીને
અમર થઈ સુખ આપો સુરીને તેથી સકળ પરિતાપજ વીને;
પ્રીયે સાચો દીપાવીશું સ્નેહ સાચેથી.

પીંગળા— ગીતી.

પ્રાસન કરીશ પ્રભાતે, પુજન કરીને પ્રેમ સહીત પ્યારા;
પણ પ્રભુ પ્રેમી હવેથી; રહો નહી તમે નિમિષ એક ન્યારા

વીક્રમ— ( ગઇ ગ્રીષ્મ. થયું. )

વદુ વચન શું વહાલા ભાઇ, છે સમાચાર દુખદાઇ;
વધી શુન્ય વિષે લુચ્ચાઈ, નથી ન્યાય તણી સાચાઇ.
ઠગ ચોરે જુલમ જુગારી, પાંખડી પાપી વ્યભિચારી,
છળ દુષ્ટ કર્મ કરે ભારી; વધ્યું અંતર વરતે છે કેર;
વૈરને ઝેર, અનીતિ છવાઇ. વદ૰
જે રાજ્ય કાજ અધિકારી, ત્યે રૂસવત નીતિ વિચારી;
તેથી પ્રજા પીડાએ ભારી, માટે મહારાજ, કરો ઝટ સ્હાય,
પ્રજા સુખી થાય, તોજ સુખદાઇ. વદ૰

ભરથરી— ( નાથ નવ કરો. )

બંધુ મહારા પીડ પ્રજાનીરે
સુણી સંતાપ, થયો છેરે અમાપ, તે પરિતાપ

ઝટ કાપ, આજ્ઞા આપું સુજ્ઞાની
લેવી ઘટે સલાહ જો કદાચ મ્હારીરે
તો હવેથી, લ્યે સુખેથી, કહું સુખેથી, કર તું તેથી
કાર્ય નીજનું જાણીરે. બંધુ

પીંગળા— ( યૌવનમદમાં લચકેલી )
સખી નાવ્યા લાલ હજુ કેમ ન મ્હારા છબીલા,
અઇ ડાહ્યા શું રીસાયા તજી દયા કેમ આયા વિસારી મુજને
શાથી વહાલે છબીલી. સખી.

સખી—ધીરજ ધરો નહીં અકળાઓ રસવેલી,
અલબેલો છે રસઘેલો છકેલો આવશે હમણાં કલપાંત કરે શું ઘેલી.

પીંગળા— ઓ અલબેલા આવો આવો
ઓ રંગ ભીના પધારો પધારો પધારોને રાજ
જંખુછું જંખુછું જંખુછું જંખુછું આપનું નામ. ઓ૦
વહાલાના નાથનું ધ્યાન ધરૂં ગુણ ગાન કરૂં,
જોઉં વાટડી જાની ખાવું કે ન્હાવું કે પીવું કે
સુવું કે વાત ન ગોઠે રહેવાની રટુ એક નાથ તજી સહુ દ્હાય
રૂદે ના રામ વદુ સત્ય વાણી કામણગારા રહો ન ન્યારા
પળ જુગ જેવી જાય વારી જાઉં છબીલા આ. ઓ૦

પીંગળા— જોજોને પેલો કુમાર.
શીરતાજ મારા પ્યારા આરોગો આ ફળ આપ.
આ ફળ ખાય તે અમરજ થાય છે,
વાધે પ્રબળ પ્રતાપ.
રોજ રોજ આપણે માણીશું રંગે
ટાળીશું મનના સહુ તાપ

જીવીત ધન્ય મુજ આપ જીવનથી,
નહી તો પરીતાપ અમાપ. શીરતાજ

અશ્વપાલ— ( આવો આવો અલબેલા છેલા આ ઘડી )
જીવો જીવો જીવો મેરી મેરી જાન તુ.
અહલ્યાઇ અરમાન દીલોજાન તું,
દીલબર માશુક તુને કયા શાબાશ હૈ;
મોબત માયાના જાના સાબાશ હૈ,
ફલ સુખે ખાઉંગા પ્યારી અમર હોઉંગા મતવારી;
ચ્હાતી હૈ મુજ અરીસાથી આરી. જીવો૦

પીંગળા— ગરહમને દીલ સમનકું દીયા
શું સતાવે છે વિક્રમ તમને ઠીક થકુ તેનો ઘાટ.
રાજ પાટ હાથથી છોડાવું તમ માટ,
દેશવટો દેવડાવું કાલે તો ખરી ખાત્રી સુતાજ;
સાપકેરા રાફમાં કર નાંખ્યો થાય અકાજ,
માળવ પતિ ધાર્યા કરે તુમ પર તો તેને કરૂ ઠાર,
તો વિક્રમો શું વિસાદમાં કહો મારા સરદાર.

અશ્વપાલ— ( બીહાગ ગજલ )
યહ ફળ દેઉં મેરી આસનાકુ તો ખુબ મજાહ પડે,
હોગી અમર તો યહ બંદેકે કયા બહાર છુડે.
એશઆરામ હુસનુમાસે લૈઇ દો મુઝે અચ્છી,
ખુદા શુક્ર કરેંગે મોહ બાત હે સચ્ચી. યહ૦

ગુણિકા— ( મારો પાવન કરીયો પલંગ )
મારા શોખીલા રંગીલા લાલ, મોજીલાજી મન ગમતા છો,
દીશો આજ આનંદમાં છેલ. મોજી૦

કહો કોડીલા કંથજી, રંગ-રસીલી વાત;
શું લાવ્યા ? સંતાડીને, કહો ક્યાં વસીયા રાત. મોજી૦

અશ્વપાળ— ( જળ ભરનેકે જાત જમનાકે )

લાયા અમરફળ અયે અલબેલી તારીફ ઇનકી કયા કરૂંરે,
ખાવે અમરફળ અમર હો જાવે અલાબલા સબ જાય પરેરે. લાયા.
અમર હોજાતો મંયે ખાકે મગર મેરે તેરેબીન કયાકામ સંરેરે,
ઇસ લીયે તું ખા દીલેજાની મોંનત મેરી આવેગી મજારેરે. લાયા.

ગુણિકા— ( ત્રીતાલી ચોપાઇ )

વાહ વાહ જાની જીગર છે સાબાશ
કરવા અમર કરીયો પ્રયાસ.
છું આભારી અતીશે તમારી,
વાર વાર જાઉં બલીહારી.
આજ્ઞા આપની માથે ચડાવી,
પ્રાશન કરીશ પ્રભાતે વધાવી.

ગુણિકા— ( રાગ સીતાજીના મહીનાનો )

કીધાં પૂર્વે પાપ અમાપ, જેથી વેશ્યા થઇ ખરી;
કરી દુષ્ટ કર્મ અનાચાર, છળથી ધરધન હરી. કીધાં.
એવો અધમાધમ અવતાર, છતાં ફળ ખાઇને;
થવા અમર ચાહે કોણ, આપ મુરખ મલકાઇને. કીધાં.
જે જે ગોબ્રાહ્મણ પ્રતિપાળ, માળવપતિ ગુણ નીલો;
થવા અમર યોગ એ રાય, રસીક રસ રંગીલો. કીધાં.
કરૂ ભેટ આ ફળ નેટ, થશે કામ તે થકી;
ધન ઇજતને સાબાશી, મને મળશે નકી. કીધાં.

ભરથરી— મલપતિ લલપતિ.

લટકતી મટકતી ગજગતીરે, રતીભાર નથી તુજ સમી રતીસતી.
અંગેઅંગ મોહની છે મોહક રસીલી,
હરખતી અનુપમ છે મુખાકૃતીરે રચી.
મંદ મંદ હાસ્ય મધુર વચન મન વેધક;
પ્રીતીપાત્ર પ્રેમી નજરે નિરખતીરે. રતી;
ચેટકવડે ચોર્યું ચિત્ત મહારૂં તેતો ચતુરા;
થઈ રહ્યા આધિન માળવા પતીરે. રતી.
ત્રયશત સાઠ સ્ત્રીઓ તજી તુજ સાથે,
અહનીશ રંગે રમું છું રતિરે. રતી.
ખાનપાન ગાન તાન ધ્યાન ગોઠે નહિ,
લાગી છે અખંડ તુજ વિષે વૃત્તિરે, રતી.
અનંગ રંગ રમા સંગ રમીઓ નીજ નાર,
વ્યર્થ ખોયો જન્મ પામ્યો અવગતિરે. રતી.

પિંગળા— મોહી રહ્યા છું મંદહાસ્યમાં.

ચરણકમળ ચીત ચહાવું છું, રસિલા પ્યારા ચરણ.
તન મન ધન જીવન કર્યું અર્પણ,
અહરનીશ રાજ ગુણ ગાઉ છું. રસિલા.
પ્યારા પ્રાણના મેમાન બની બેસી,
વદન નિરખી મગન થાઉં છું. રસિલા.
જરી આપનો જો વિયોગ થાય વ્હાલા
તો હું અધીક અકળાઉં છું. રસિલા.
શ્યામ સલુણા કશી કમી નહિ મારે,
રસીક રાજ પ્રેમથી રીસાઉં છું. રસિલા.

ભ્રાત વિક્રમ તુજ હીત વચને આવે યાદ આ વાર;
હાય હાય નિર્દોષને દુઃખ દેઇ પ્રભુનો બન્યો ગુનેગાર.

**ભરથરી—** દેખી તેની વફાદારી
કરો કદી ન વિશ્વાસજ સ્રીનો છે એ કુડકપટનો ખજાનો. કરો૦
એકને મુખથી મીઠ વચન કહી ખુબ રીઝાવે ભાવે,
આંખ ઇસારો વળી બતાવે અન્યને;
મનમાં અવરને કહાવે વાત ગજ બનીએ.
મુખમાં અનંત મનમાં અતિ વિષ ભર્યું મારા ભાઇ,
સુખમથી સમજી તેના ભમે ભુલ્યો છું એ જગતાત
વીપયાલંપટ પામી બન્યો હું પાવન થવા કાજે,
જગત નિયંતા શરણુ ગ્રહુ તુજ સત્ય ભાવથી આજે, કરો૦

**ભરથરી** (ભેખરે ઉતારો રાજા ભરથરી)
નારી નરકની ખાણુ છે, નારી દુઃખ ભંડારજી;
કપટ કુડની છે મંજુષા, નથી નારીમાં જરા સારજી;
ભામની ભરોસે કોઇ ન ભુલશો.
સપ્ત વ્યસનની નિશાળ એ. અબળા સબળા ખાસજી;
નેમ પ્રેમ સૌ પ્રપંચના, જુઠા છે વચન વિશ્વાસજી. ભામની.
દુઃખપ્રદ સ્રીને સમજીને તજી રટશે જે રામજી;
તે નર સુખી જગમાં સદા, સફળ થશે સહુ કામજી. ભામની

**પીંગળા—** હાહ ઉઠી છે દુઃખની દીલમાં
શું કરૂં હવે શાણી સાહેલી, નાથ ગ્રહે શી રીતે હવે. શું
બની કામાંધ કુકર્મો કર્યાં બહુ, સત્ય સુનિતી શિખળ તજી સહુ;
કર્મ ઘણી કરની શું હું શું કહું, હવે મમ જીવ બળતી દહે. શું
પાપ પ્રપંચ કરી મીત પતિને, છેતરી પોખી પાપીને.
નષ્ટ કરી નીજ સુધિ આપ મતિ, હાય કરૂં શું હું હવે. શું.

થરી— પૂર્ણ થયો છે પ્રેમ
અપીલ નિરંજન ઈશ ભજું હવે,
પતિત પાવન અધમ ઉધારણ, જગપાલક જગદીશ;
સ્વપ્ન સમાન જુઠી જગમાયા, જાણી વિશ્વાધીશ.
યોગી વેષ ધરી ગીરી વનમાં, વશી રહું પ્રભુ અહરનીશ;
ગીઓ—અહાલેક જાગે ગુરૂજી.
રથરી—પીસીકા બેટા ટીસીકી બ્હેની અહા,
રાજપાટ તજી ઠાઠ જંગલકે, રામચરણ ચિત્ત લાગા,
હરીહર સ્મરણ નીરંતર કરકે, હોવે પરમ સુભાગા.
આશા અવર ન હઇ અબ, મુજકું સીદ્ધ મુક્તિકી આશા,
દઇ દીક્ષા શિક્ષા સતગુરૂજી, બનાદો હરિકા દાશા, ગુરૂજી.
સી— ( અરે લાલદેવ ઇસ તરફ જલ્દ આ )
અરની યોગી આવ્યા બાઇ ભુપતિ, ઉભા દ્વારમાં માગે ભિક્ષા સતિ;
ગળામાં છે શેલી શીંગી પ્રિયનાથ, કાને મુદ્રા ધારી છે ખપ્પર હાથ.
માતા કહી માગેને ભિક્ષા ખરે, અહો થયું આ શું અનિષ્ટ અરે.
પીંગળા— ( મેનાવની માતા નીર ભરેરે )
પ્રીય પ્રાણ પ્રીતમજી બેઅ ગ્રજી દો કંઇરે હરી,
થઇ વિહ્વલ હું કામાવેશથી કર્યાં કુકર્મ અમાપ;
કૃપાપાત્ર થઇ આપ દાસીનો માફ કરો અપરાધરે પ્રીય.
હવે ચુક નહિ પડશે કદિએ, કહું સત્ય કરજોડ;
નાર દયા કરી ભેખ પરહરી, પુરો મનના કોડ.
ભરથરી— ( રાગ લહર )
મેરી મૈયા, જલ્દી ભિક્ષા દેનેરે સત્ય પર્યહી.
એશ આરામ હર અંતરમાંહ્ય, સબ છોડયા સંસાર;
રાગી નહીં મેં હુવા વૈરાગી, ટેક પાન મત મારે. મેરી.

તું નહી મેરી, મેં નહી તેરાં, સત્ય સમજ તું મૈયા;
વિષયવાસના વ્યર્થ હૈં સબ યે, સત્ય હે સબ રૂપૈયારે
રામ નામ રટ રસનાંસે, તું હોગા બેડા પાર;
ભીક્ષા ધર્મકી મૈયા દે દે, અબ ન ઓર અધીકારરે.

પીંગળા— ( પ્રાણનાથ પ્રાણનાથ પ્રાણનાથરે. ) ટે૨૦
અરરર અનાથ કરી નાથ ક્યાં ગયા, વ્હાલી અતી હતી પણ રાખી ન દ
ઊજેણીને આપ્યો છેર'દાપો પ્રાણધાર,તમ વીના પ્યારા લાગે સુનો આસ
અરે કામ ક્રોધી કોટી છે ધિક્કારે; ચુકાવી સત્યથી મને કીધો ગુન્હેગા
પાવન થવાજ પાપી દેહને દમી, મુકિત સુખ પામું સેવી શંભુને સ

ભરથરી— ( મત ડરરે ધર ધીરજ તું મનમેં. )
વૃષભધ્વજ ભજરે તજ આશ અવર મન મેરા, સબ જુઠ;
જગતકા સ્વપ્ના નહી કોઇ યહાં હે અપના, સતસંગ સજરે. તજ
ધ્યાન નીરંજનકા ધરો, ભરો સુકૃત ભંડાર, તરો દુખદ;
આ ભવ દીધ, વરો મુકિત વરનાર, શીવ શીવ ભજરે

સર્વપાત્રો— ( નાથ કૈસે ગજકો બંધ છોડાયો )
નાથ ભવ પાપથી પાર ઉતારો. દુઃખ જન્મ સ્મરણના વારો
નથી જગમાં સુખ જરીએ ત્રાતા; સુત વીત નારી સયોગે,
દુખદ પ્રપંચી એ માયા થઇ છે, છે સુખ તેના વિયોગે.
માળવપતિનું વૃતાંત વિલોકી,
સાર ગ્રહો નર નારી સતમાર્ગે વિચરો હે વીવેકી.
ભ્રમ જડ માયા વીસારી નાથ,
શીવ આરાધન સબ સુખ સાધન; અન્ય નથી પ્રીય ભ્રાંત,
માટે ભજો સહુ ભવકષ્ટી તારણ, સુખદાતા ભવ ત્રાતા નાથ.

સમાપ્ત.